પદ્મપુરાણ કથા યહ પાવન ધરણી પ્રતિ વારાહ કહી ॥ તીર્થ માહાતમ જાન જગતગુરૂ સો પરમાનંદ દાસ લહી ॥ ૩ ॥ ૮ ॥

શ્રીયમુનાજી પતિત પાવન કરે ॥ પ્રથમહી જબ દિયો દરશન સકલ પાતક હરે ॥ ૧ ॥ જલ તરંગન પરસ કર પય પાન સો મુખ ભરે ॥ નામ સ્મરત ગઇ દુરમતિ કૃષ્ણ યશ વિસ્તરે ॥ ૨ ॥ ગોપ કન્યા કિયો મજ્જન લાલ ગિરિધર વરે ॥ સૂર શ્રીગોપાલ સ્મરત સકલ કાર્ય સરે ॥ ૩ ॥ ૯ ॥

તિહારો દરસ મોહિ ભાવે શ્રીયમુનાજી ॥ શ્રીગોકુલતે નિકટ વહેત હે લહરનકી છબી આવે ॥ ૧ ॥ સુખ દેની દુખ હરણી શ્રીયમુનાજી જો જન પ્રાત ઉઠ ન્હાવે ॥ મદન મોહન જુ કિખરી પિયારી પટરાણી જુ કહાવે ॥ ૨ ॥ વૃંદાવનમેં રાસ રચ્યોં હે મોહન મુરલી બજાવેં ॥ સૂરદાસ પ્રભુ તિહારે મિલનકોં વેદ વિમલ યશ ગાવેં ॥ ૩ ॥ ૧૦ ॥

તિહારો દરસહોં પાઊં શ્રીયમુના ॥ શ્રીગોવર્ધન શ્રી વૃંદાવન વ્રજ રજ અંગ લગાઉં ॥૧॥ દિન દશ પાંચ ગહું

શ્રી ગોકુળ ઠકુરાની ઘાટ હું ન્હાઉં ॥ દાસન ઉપર કરો કૃપા સંતનકે સંગ આવું ॥ ૨ ॥ ૧૧॥

શ્રી યમુનાજીકી મહિમા મોપેં વરણિ ન જાઇ ॥ સુરસુતા ઘનશ્યામ વરણ પ્રફુલ્લિત રૂપ નિકાઇ ॥ ૧ ॥ શ્રી હરિ ગોપ વધું દ્વિજ સબ શ્રી ગોકુલકે લરકાઇ ॥ પ્રજાધીશ પ્રભુ આદિ ભક્તનકોં સકલ સિદ્ધી સુખદાઈ ॥ ૨ ॥ ૧૨ ॥

તુમ સમ ઓર ન કોઇ શ્રી યમુનાજી ॥ કરો કૃપા મોહિ દીન જાનકેં નિજ વ્રજ વાસો હોઇ ॥ ૧ ॥ રાખો ચરણ શરણ તરણિ તનયા જન્મ આપદા ખોઈ ॥ યહ સંસાર સ્વારથકો સબ વિધ સુત બંધુ સગો ન કોઈ॥ ૨ ॥ પ્રેમ ભજનમેં કરત વિઘ્નતા સંત સંતાપે સોઇ ॥ તાકો સંગ મોહિ સપને ન દિજે માગત નયનભર રોઈ ॥ ૩ ॥ ગરલ પાન ડારત અમૃતમેં વિષયા રસસો મોઈ ॥ રસિક કહેં દીન હોય માગું લહેર સમુદ્ર સમોઇ ॥ ૪ ॥ ૧૩ ॥

યમુના યમુના નામ ભજે ॥ હરખત કરો આરાધન ઇનકો ઓરકો પંથ તજે ॥ ૧ ॥ દેહેં સકલ પદારથ

તુમકોં મુનિકે નામ રજે ॥ વ્રજપતિકી અતિહી પિયારી તાતે સકલ શૃંગાર સજે ॥ ૨ ॥ ૧૪ ॥

નિરખતહી મન અતિ આનંદ ભયો દેખ પ્રભાત પ્રભાકર કન્યા ॥ જલ પરસતહી સકલ અઘ ભાજે જ્યોં હરિ દેખ હરણુકી સિન્યા ॥ ૧ ॥ ઓર જીવનકોં ઓરનકી ગતિ મેરી ગતિ તો તુમહી અનન્યા ॥ વ્રજ પતિકી તુમ અતિહિ પિયારી તુમ સંગમતે જ્યાન્હવી ધન્યા ॥ ૨ ॥ ૧૫ ॥

યમુનાસી નહી કોઇ દુખહરની ॥ જાકે સ્નાન તે મિટતહેં પાપ હોતહે આનંદ સુખકી જુ કરની ॥૧॥ મહિમા અગાધ અપાર ઇનકે ગુણ વેદ પુરાણ ન વરણી ॥ કહત વ્રજપતિ તુમ સખનકો સમુજાય છે યમ ડર જ્યો આવે ઇનકી શરણી ॥ ૨ ॥ ૧૬ ॥

શ્રી યમુનાજી તિહારો પુલિત મોહિ ભાવે ॥ સુર બ્રહ્માદિક ધ્યાન ધરત હેં સો સુપને નહિ પાવે ॥ ૧ ॥ બિચ બિચ કુંજ સદન અતિ સુંદર શ્યામા શ્યામ સુહાવે ॥ છહું દિશ સકલ ફુલ અતિ ફુલે ગુહિ ગુહિ કંઠ ધરાવે ॥ ૨ ॥ કુસુમન કે વિજના જો સંહારે

સખિયન બાંહ દુરાવે ॥ સુરદાસ પ્રભુ સબ સુખ સાગર દીન દીન શોભા પાવે ॥ ૩ ॥ ૧૭ ॥

જયતિ ભાનુ તનયા ચરણ યુગલ વંદે ॥ જયતિ વ્રજરાજ નંદ પ્રિયે સર્વદા દેત આનંદ જ્યું શરદ ચંદે ॥ ૧ ॥ જયતિ સકલ સુખ કારિણી કૃષ્ણ મન હારિણી શ્રીગોકુલ નિકટ વહત મંદે ॥ જાકે તટ નિકટ હરિ રાસ મંડલ રચ્યો તહાં નૃત્યત તાતા થેઈ થંદે ॥ ૨ ॥ જયતિ કલિંદ ગિરિ નંદિની દેત આનંદિની ભક્તકે હરત સબ દુખ દ્વંદે ॥ ચિતમેં ધ્યાન ધર મુદિત વ્રજપતિ કહેં જયતિ યમુને જયતિ નંદ નંદે ॥ ૩ ॥ ૧૮ ॥

જગતમેં યમુનાજી પરમ કૃપાલ ॥ વિનતિ કરત તુરત સુન લીની ભયે સોપેં દયાલ ॥ ૧ ॥ જો કોઉ મજ્જન કરત નિરંતર તાતે ડરપત હેં યમ કાલ ॥ વ્રજપતિ કી અતિ પ્યારી કાલિંદી સ્મરત હોત નિહાલ ॥ ૨ ॥ ૧૯ ॥

શ્રીયમુનાજી યહ બિનતી ચિત ધરિયે ॥ ગિરિધરલાલ મુખારવિંદ રતિ જન્મ જન્મ નિત કરિયે ॥ ૧ ॥ વિપ

સાગર સંસાર વિષમ સંગ તે મોહિ ઉદ્ધરિયે ॥ કામ ક્રોધ અજ્ઞાન તિમિર અતિ ઉર અંતર તેં હરિયે ॥ ૨ ॥ તુમ્હારે સંગ વસો નિજ જન સંગ રૂપ દેખ મન હરિયે ॥ ગાઉં ગુણ ગોપાલલાલ કે અષ્ટ વ્યાધી તે ડરિયે ॥ ૩ ॥ ત્રિવિધ દોષ હરકે કાલિંદી એક કૃપા કેર ઢરિયે ॥ ગોવિંદદાસ યહે વર માગે તુમ્હારે ચરણ અનુસરિયે ॥ ૪ ॥ ૨૦ ॥

નમો તરણિ તનયા પરમ પુનીત જગ પાવની કૃષ્ણ મન ભાવની રૂચિર નામા ॥ અખિલ સુખ દાયિની સબ સિદ્ધિ હેતુ શ્રી રાધિકા રમણ રતિ કરણ શ્યામા ॥ ૧ ॥ વિમલ જલ સુમન કાનન મોદ યુત પુલિન અતિ રમ્ય પ્રિય મંજ કિશોરા ॥ ગોપ ગોપી નવલ પ્રેમ રતિ વંદિતા તટ મુદિત રહત જૈસેં ચકોરા ॥ ૨ ॥ લહરિ ભાવ લોલિત વાલુકા સુભગ વ્રજ બાલ વ્રત પૂરણ રાસ રસદા ॥ લલિત ગિરિવર ધરણ પ્રિય કલિંદ નંદિની નિકટ કૃષ્ણદાસ વિહરત પ્રબલદા ॥ ૩ ॥ ૨૧ ॥

પિય સંગ રંગ ભર કર વિલાસે ॥ સુરત રસ સિંધુમેં અતિ હી હરખિત ભઇ કમલ જ્યોં ફુલતે રવિ પ્રકાશે ॥ ૧ ॥ તનતે મનતે પ્રાણતે સર્વદા કરત હે હરિ સંગ મૃદુલ હાસે ॥ કહત વ્રજપતિ તુમ સબન સોં સમ ઝાયે. મિટે યમ ત્રાસ ઇન હીં ઉપાસે ॥ ૨ ॥ ૨૨ ॥

જયતિ શ્રી યમુને પ્રકટ કલ્પ લતિકે ॥ અષ્ટ વિધ સિદ્ધિ અદ્‌ભુત વૈભવ સકલ સ્વજન વિખ્યાત સ્વાધીન પતિકે ॥ ૧ ॥ કેલિ શ્રમ સુરત પય રૂપ વ્રજ ભૂપકો પુત્ર પ્રિય પાન દે વિશ્વમાતા ॥ અંગ નૂતન કરત પુષ્ટિ તબ અનુસરત ત્રિદલ રસ કેલિ કી અમિત દાતા ॥ ૨ ॥ રહત યમ દ્વાર તે સુકત સુખ ચ્યારતે નામ ત્રય અક્ષર ઉચ્ચાર કીને ॥ ઉભય લીલા વિઇ વ્રજ પ્રિય કુમારિકા તુર્ય પ્રિયા વદત રસ રંગ ભીને ॥ ૩ ॥ અનાવૃત બ્રહ્મ તે સદાવૃત વ્હે રહી કનક શાખા વિરૂપ શ્યામ વલ્લી ॥ સદા પ્રફુલ્લિત દ્વારકેશ અવલોકકે નિત્ય આનંદ આભીર પલ્લી ॥ ૪ ॥ ૨૩ ॥

---

# ॥ अथश्रीनाथजीनूंधोल ॥



ओरा आवोनें श्रीनाथजी सुहामणा रे ॥
तारी चटकती चालना लउं भामणा रे ॥ १ ॥

શ્રીકૃષ્ણાયનમઃ [1]મજમનબાલમુકુંદમુખરૂપસરોવર માય ॥ વ્રજજન લોચનમીનનું જીવનજેથી થાય ॥ ૧ ॥ હવે ગોસ્વામિશ્રી જીવનજી મહારાજે શ્રીનાથજીનું ધોલ ગુજરાતી ભાષામા રચેલું છે પણ તે ઘણુંજ સંસ્કૃત ભરેલું છે કારણ કે સંસ્કૃત ભાષા જાણનારા સારા કવી લોકોની કવિતામાં સંસ્કૃત શબ્દ ઘણા આવે છે અને એજ કવિતાનું ભુષણ છે તેથી આ ઘણુંજ સંસ્કૃત ભરેલું છે તેથી એ ધોલ વાચનારા લોકોને તેનો અર્થ સમજ વામાં આવતો નથી અને અર્થ ન સમજવાથી કેટલાએક પાઠો હમણાથીજ બદલાવા લાગ્યા છે એ જોતાં કેટલાએક વર્ષોમા આ ધોલમાં ઘણોજ ફેરફાર થવાનો

૧ મજ એટલે મગ્નથા ॥

અને પછી તો તે ધોલનો અર્થ વિદ્વાનોથીપણ સમ-
જાશે નહિ એથી એમ ન થવા માટે આ ઘોલ શુદ્ધ
છપાવી પ્રસિદ્ધ કરેલું છે અને એ ઘોલની ટીકા ગદ્દુ
લાલા એ નામે પ્રસિદ્ધ પંચનદિ ગોવર્દ્ધનલાલાયે કરી
છે હવે પેહેલી તુકનો અર્થ તો પ્રસિદ્ધ છે ભામણા
તે ઓવારણા આ સર્વ બચન શ્રીનાથજી પ્રત્યે
શ્રી રાધાજીના છે તે ઓગણત્રીશમી તુકમાં સ્ફુટ
થશે ॥ ૧ ॥

वारण वनमा गया ते ए ने जोईने रे ॥
जेम लाजथी घनी ते धन खोईने रे ॥ २ ॥

હવે ચાલની શોભા ઊપરે ઉત્પ્રેક્ષા કરે છે હાથિયો
જંગલમાં રહે છે એ ચાલને જોઇને તે વારણ મદ-
મત્ત હાથિયો પોતાની ચાલની શોભા ઓછી થતાં
લાજ પામીને વનમાં ગયા છે જેમ ધની એટલે
ધનવાલો તે દીવાલું કાઢે ત્યારે ભાગી જાય ॥ ૨ ॥

नखरचंद्रचक्रचंद्रिकाविकासथी रे ॥
क्षीणभाव पाम्यो शशी उपहासथी रे ॥ ३ ॥

નખરચંદ્ર નખરૂપી ચંદ્રમા એટલે ચંદ્રમા તેનું ચક્ર જે સમુહ તેની ચાંદનીના ફેલાવથી શશી એટલે ઉપહાસથી એટલે પોતાની હાંસી થવાથીજ વારંવાર કૃષ્ણ પક્ષમાં ક્ષય પામે છે ॥ ૩ ॥

हस्तचरणकोमलिमानें देखी द्रुमतणा रे ॥
पल्लव नम्रवदन थयां लाजीनें घणा रे ॥ ४ ॥

દ્રુમતણાપલ્લવતે વૃક્ષોના રાતાં કોમલ પાનડાંઓ શ્રીહસ્તની અને ચરણારવિંદની કોમલિમા જે કોમલપણુ તેને દેખીને પોતાનુ કોમલપણું હલકું દેખીને લાજ પામીને નમ્ર વદન થયાં એટલે નીચું મોઢું કરીને લટકી રહ્યાં છે ॥ ૪ ॥

जेहर पायल ने वीछिया पगपानेनी रे ॥
सोभा केतां न बने ते निरुपमाननी रे ॥ ५ ॥

જેહર વિગેરે આભરણો પ્રસિદ્ધ છે તે સર્વે નિરૂપમાન છે એટલે તેઓને કાંઈપણ ઉપમાં દેવાઈ શકાય એમ નથી તેથી તેઓની શોભા કહેતાં બને નહિ ॥ ૫ ॥

शोभा वनी तनीयानी घणी श्वेतनी रे ॥
देखी धजा लजामजित मीनकेतनी रे ॥ ६ ॥

શ્વેત તે સપેત તનિયાની શોભા ઘણી બની છે તે જોઇને મીનકેતની એટલે કામદેવની ધજાનૂ વસ્ત્ર લજામજીત એટલે લાજમાં બુડેલું છે અથવા કામદેવની ધજાનૂ ચિન્હ જે માછલું તે લાજથકી જલમાં બુડી રહે છે કામદેવની ધજામાં મછનૂ ચિન્હ છે તેથીજ એનું નામ મીનકેત કેહવાય છે ॥ ૬ ॥

सूथन काछनीनी छबी छाई चित्त मा रे ॥
मान मेली घणी दीन थई नित्त मा रे ॥ ७ ॥

સૂથનની અને કાછનીની છબી જે શોભા તે મનમાં છાયી રહી છે તે જોઇને મા જે લક્ષ્મીજી તે અભિમાન મેલીને દીન થયી રહ્યાં છે ॥ ૭ ॥

क्षुद्रघंटिकानूपुरनी सांभली धुनी रे ॥
मेली समाधी विकल थया महामुनी रे ॥ ८ ॥

ક્ષુદ્રઘંટિકા -જે કટીનૂ આભરણ અને નૂપુર તે બન્નેની ધુની જે શબ્દ તેને સાંભલીને મોટા મુનિયો પણ સમાધી મુકીને વિકલ તે ગાંડા થયા છે ત્યારે સ્ત્રિયોને મોહ થાય તેમાં શું આશ્ચર્ય ॥ ૮.॥

कटीजोईने लजाया मोटा केंसरी रे ॥
नाभी जोई वापी जडतानें अंगीकरी रे ॥ ९॥

આપની કટી જે કડ તેનું પાતલાપણું જોઇને મોટા સેરીસિંહ પણ લજાયા અને નાભીનૂં ઊંડાપણું જોઇને વાપી જે બાવડિયો તેઓયે જડતાને અંગીકરી એટલે લાજથી જડ થયિ રહિ હવે અલંકાર શાસ્ત્રમાં ડ અને લ એ બન્ને અક્ષરને એક ગણે છે તેથી સ્વરૂપ જોતાં જલરૂપ થયી રહી છે અને જડ એવું શીતલતાનું નામપણ આંઈ સંભવે છે ॥ ૯ ॥

उदरत्रीवलीनी सुपमानी उपमा नव मले रे ॥
विपुलवक्षस्थल मेलेंभाउमा नव टले रे ॥ १० ॥

ઉદર ઊપર ત્રિવલી એટલે ત્રણ વાટા પડે છે તેની સુષુમાં જે પરમ શોભા તેની ઉપમા મલે નહિ વિપુલ એટલે પખતું એવું જે વક્ષસ્થલ છાતી તેને મેલીને રમા જે લક્ષ્મીજી તે કયાંઇ પણ જાતાં નથી આ વચનથી લક્ષ્મીજી ઉપર રાધાજીયેં ઇર્પ્યા દેખાડી અને લક્ષ્મીજીનેં પણ મોહ થાય ત્યારે બીજાનેં શું કેહેવું એ પણ જણાવ્યું અને પ્રભુના હૃદયમાં લક્ષ્મીજી નિવાસ કરે છે તે તો પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે ॥ ૧૦ ॥

बाजू पोंची कडा सांकला हाथ मांकलारे ॥
हीरामुद्रिका ते कलानिधिनी कला रे ॥ ११॥

બાજુ વિગેરેં આભરણો પ્રસિદ્ધ છે હીરાની મુદ્રિકા જે વીટી તે કલા નિધીનીકલા એટલે ચંદ્રમાની કલાજેવી ઉજળી દીસે છે॥ ૧૧ ॥

कंबुकंठ कंठाभरण हांस त्रवलनी रे ॥
शोभा केतां बुद्धि घटी कवीप्रवलनी रे ॥१२॥

કંબુ જે શંખ તે જેવા સુંદર કંઠને વિષે કંઠા ભરણ હાંસ ત્રિવલ એ આભરણ એવા પ્રકારમાં પ્રસિદ્ધ છે તેઓની શોભા કેહેવામાં જબરા કવિયોની બુદ્ધિ પણ ઓછી પડે છે ॥ ૧૨ ॥

कौस्तुभ पदकनी पंक्ति नें रत्ननी बदी रे ॥
मन मग्न थयूं ए तो शोभानी नदी रे ॥ १३ ॥

શ્રીકંઠમાં કૌસ્તુભમણિ અને તેની નીચે માલાઓના રત્નજટિત પદકો ઉપરાતરી બરાબર આવેલા છે તેઓની પંક્તિ અને રત્નની બદી એટલે વચમાં ચોકી અને ચારેતરફ ચાર મોતીની લડ એવું આભરણ એને બદી કહે છે એ સર્વના રત્નોની પંક્તિ નીચે સુધી સરખી આવેલી છે તેથી શોભાની નદીજેવી લાગે છે એથીજ એ પંક્તિમાં જોનારાઓનું મન ડુબે છે નદીમાં કોય પણ ચીજ મગ્ન થાય એ યોગ્ય છે ॥૧૩॥

रत्ननिकर रचित भूषण तेज शूंकहूं रे ॥
मिहरशीतरश्मिकांति तुल्य नव लहूं रे ॥१४॥

રત્નોંના નિંકર જે સમુહ તેઓના જડાવથી બનાવેલા આભરણોનું તેજ શું કહું મિહિર જે સુર્ય અને શીતરશ્મિ જે ચંદ્રમા એ બન્નેની કાંતિ પણ આભરણના તેજસરખી કેહેવાય નહીં ॥ ૧૪ ॥

सामळ अंग मोती गुंज कुसुम मालिका रे ॥
देखी मेघ इंद्रधनू बक थया फाकी रे ॥ १५ ॥

શ્યામ અંગમાં મોતી અને ગુંજા અને કુસુમ તે રંગરંગના પુલો એ સર્વેની માળાઓ જોઇને મેઘ વિગેરે ફીકા થયા શ્યામતાની શોભાથી મેઘ ફીકા દેખાય છે તે અંગમા સપેત મોતીની આગલ બક તે બગલા ફીકા દેખાય છે અને ગુંજાની તથા પુલોની માલાની આગલ ઇંદ્રધનુપ ફીકું લાગે છે મેઘમા સુર્યનુ તેજ પડવાથી અનેક રંગભરેલું કબાનને આકારે જે દેખાય છે તેને ઇંદ્રધનુપ કહે છે ॥ ૧૫ ॥

देखी पीतांबर चंचला चंचल थई रे ॥
गयां मानिनीना मान धीरज नव रई रे ॥ १६ ॥

ચંચલાં તે બીજલી તે પીતાંબરની શોભા પોતાથી અધીક દેખીને પોતાની શોભા વધારવા માટે ઘણી ચંચલ થયીછે અહીં તુકનો અર્થ સ્ફુટ છે ॥ ૧૬ ॥

शोभा सदन विशद वदन कुमुद देखतां रे ॥
कुमुद पोतानी सुंदरता नही लेखता रे ॥१७॥

શોભાનું સદન એટલે ઘર અને વિશદ એટલે ઉજ્જલ એવું વદન કુમુદ એટલે મુખરૂપચંદ્રમા અથવા કમોદની તેને દેખતાં કુમુદ તે ચંદ્રમા અથવા કમોદની તે પોતાનું સુંદરપનું લેખતા નથી. ॥ ૧૭ ॥

नासा अधर शोभा शक्ति नथी भांख वारे ॥
जेम कीरवदन विंबफल चाख वारे ॥ १८ ॥

નાસિકાની અને અધરની એટલે નીચેના હોઠની શોભા વર્ણન કરવાની મારી શક્તિ નથી જેમ કિરિવદન એટલે સુડાની ચાંચ બિંબ ફલ એટલે પાકેલાનેં ચાખવા આવતી હોય તેમ બિંબફલ-

જેના લાલ હોઠ ઊપર સુડાની ચાંચજેવી નાસિકા શોભે છે ॥ ૧૮ ॥

चंचल अरुण सजल नयनयुगल निरखतां रे ॥
खंजन कमल मीन रह्यां श्वास वरखतां रे ॥१९॥

ચંચલ અને અરૂણ એટલે લાલ સજલ એટલે રસભરેલું એવું નયન યુગલ એટલે બેનેત્ર તેને જોતાં ખંજન વગેરે શ્વાસે વરખતા રહ્યાં એટલે પોતાની શોભા ફીકી થવાથી નિસાસા ભરે છે ખંજન પક્ષીની ચંચલતા અને કમલનો વિકાસ અને મીન જે મચ્છ તેનું ડહડહાપણું તથા લંબાઇ એ સર્વ નેત્રની શોભા આગલ રદ થયું ॥ ૧૯ ॥

जीती कामनी कमान कान तें खरी रे ॥
कुटिलभृकुटी ना भंग नेहथी करी रे ॥ २० ॥

નેહથી કરી એટલે સ્નેહે કરીને જે કુટિલ ભૃકુટીનો ભંગ વાંકી ભંમરનું ચઢાવવું તેથી કામદેવની કંમાન છતી આ તુકનો ફલિતાર્થ એ જે ધનુષ

मोरसुगटनी लटक मनमा वसी रे ॥
शतचंद्रनी शोभानें जोई, ते हसी रे ॥ २५ ॥

મોરપિચ્છના મુકુટનો ઓફ અને લટકો અમાગ મનમા વસે છે તે લટક સેંકડો ચંદ્રમાઓની શોભાને જોઇને હસે છે જે હારિ આગળ એ શોભા તુછ છે ॥ ૨૫ ॥

खर्व गर्व थयो वेणी जोई नागनो रे ॥
तेथी वास कीधो अधोभूमिभागनो रे ॥ २६ ॥

વેણી તે ચોટી તેને જોઇને નાગનો ગર્વ ખર્વ એટલે ઓછો થયો તેથીજ શરમને લીધે નાગોએ અધોભૂમિભાગે એટલે પાતાલમાં વાસ કીધો. આ તુકનો ફલિતાર્થ એ જે વેણી નાગથીપણ લાંબી અને શ્યામ શોભાવાલી છે ॥ ૨૬ ॥

वेणरागथी सराग चित्तनें कीधूं रे ॥
वेत्र धरी नेत्रयुगमनें ते सुख दीधूं रे ॥ २७ ॥

વેણુ જે મુરલી તેના રાગથી ચિત્તનેં પણ સેરાગ એટલે રાગસહિત કીધું રાગ એટલે સ્નેહ અને ગાવાનો રાગ વેત્ર એટલે છડી તે શ્રીહસ્તમાં ધરીને અહ્માર નેત્રયુગ્મનેં એટલે બધે આંખોનેં તે અલૌકિક સુખ દીધું ॥ ૨૭ ॥

तारां वचनसुधा करणचपकमां भरी रे ॥
चित्त तृप्त नथी थातूं पाननें करी रे ॥ २८ ॥

તમારા વચનરૂપી સુધા એટલે અમૃત તે કાનરૂપી ચપક એટલે રસ પીવાનું પાત્ર તેમાં ભરીનેં પાન કરતાં એટલે વારંવાર બચનામૃત સાંભલતાંપણ મન તૃપ્ત નથી થાતું ॥ ૨૮ ॥

एवां राधावचन सुणी हरी आविया रे ॥
कुंजकेली करी घणा मन भावीया रे ॥ २९ ॥

કુંજકેલી એટલે કુંજમાં ક્રીડા બાકી અર્થ સ્ફુટ છે ॥ ૨૯ ॥

हलीमली कुंजपुंजथी सदन गयां रे ॥
करी हास नें विलास वे मगन थयां रे ॥३०॥

બે તે રાધાજી અને શ્રીજી એ બે કુંજપુંજ-
થી એટલે કુંજોના સમુહોમાથી સદન ગયાં ઘેર
પધાર્યાં ॥ ૩૦ ॥

रसरूप एवा श्यामने श्यामा वेउ रे ॥
एउनूं ध्यान धरे प्रेमथी निजजन सउ रे ॥३१॥

રસરૂપ એટલે અગણિતાનંદરૂપ ॥ ૩૧ ॥

दास मागे लीलानंद मने आपजो रे ॥
एज ध्यान हृदे स्थिर करी थापजो रे ॥३२॥

લીલાનંદ તે નિત્યલીલાનુ સુખ હવે આ તુકમાં
શ્રીજીવનજી મહારાજે દાસ એવી પોતાની છાપ રાખી

છે તેનું કારણ એ જે પોતાના મુળપુરૂપ શ્રીવલ્લભજી મહારાજ જેઓને કાકાવલ્લભજી કહે છે તે એઓની છાપ કીર્તનોમા દાસ એવી છે તે મહાનિસાભાદોકી આઠે પ્રગટ વ્હે મારગરીતિ દિખાયી ઇત્યાદિ કીર્તનોમાં પ્રસિદ્ધ છે તે અનુસારે જીવનજી મહારાજે પણ દાસ એવી છાપ મુકેલી છે ॥ ૩૨ ॥

इतिश्रीनाथजीनूं घोल ॥ श्लोकः॥ घस्रत्रयनितेनाशुकालेनग्रथितोमया ॥ जीवनेनप्रबंधोयंप्रेरणाद्धृदिस्थितप्रभोः ॥ १ ॥

હવે આ ઘોલ કેટલા દિવસમાં બનાવ્યું તે વાત એક શ્લોકમાં લખે છે તે શ્લોકનો અર્થ અમારા હૃદયમાં જે પ્રભુ બિરાજે છે તેની આજ્ઞાથકી અમે આ ઘોલ ત્રણ દિવસમાં જલદીથી કર્યું છે ॥

॥ દોહરો ॥

ઘનશ્યામસુત પંચનદિ ગોવર્દ્ધન કવિ એહ ॥ અર્થ
લખ્યો મક્ષેપમાં જીવન વચન સનેહ ॥ ૧ ॥

ઇતિશ્રી વ્રજવલ્લભચરણંકતાન પંચનદિ ઘનશ્યામભટ્ટા-
ત્મજ ગોવર્દ્ધન શીઘ્રકવિ વિરચિતા
શ્રીનાથધવલટીકાસંપૂર્ણા ॥



# શ્રીનાથજીનાં ધોળ.

ગોસ્વામિની શ્રીકૃષ્ણાવતી વહુજી મહારાજકૃત.

("જે જે બોલો શ્રીવ્રજપાલજી" એ ધોળનો રાગ.)

પ્રથમ શ્રીવલ્લભપદ હું નમું, શ્રીવિઠ્ઠલપ્રભુ કરૂં રે પ્રણામ; શ્રીમહારાજજીની કૃપા (અનુગ્રહ) થકી, મુને જેવડાવ્યું શ્રીજીદ્વાર ગામ. જે જે બોલો શ્રીગોવર્ધન નાથજી. ૧ લાલ બાગ જોઇને મને હર્ષ થયો. નાસ નદી જમુનાજીનો ઘાટ; મોટા મગરે તે દર્શન ગિરિરાજનાં, નાથુવાસમાં ગાય તણા ઠાઠ. જે૦ ૨ નગારખાનું જોઇને આનંદ પામીયા, વચ્ચે ગોવર્ધન ચોક એ માન; સામા સૂરજપોલ શોભા ઘણી, નવ સીઢી તે નવધા ભક્તિ જાણ. જે૦ ૩ ફુલચોક સિંધપોલ રળીઆમણાં, કથા ભાગવત શોભતો સમાજ; કમલચોક વાલાજી રમણ કરે, અનારચોક જોઈ સરિયાં કાજ. જે૦ ૪ ઘી ઘર ખાંડ ઘર મેવાઘર તહાં, ખાસા ભંડારમાં સેવા કરવા જાય; પ્રસાદી ભંડાર નિખ્યા સહી. સહુને પ્રસાદ બંટાય. જે૦ ૫ દૂધઘર ફુલઘર પાન શાકઘર

પામ, માળાધર જલપાનનું ત્યાં ઠામ; રસોઈ બાલભોગ નિરખ્યા સહી, જસોદાજી રોહિણીજી પુરન કામ. જો૦ ૬

સાખી–માવાગલી સોહામણી, ને શોભા વરણી ન જાય;
ગોસ્વામી બાલક સહુ; ને માલા પહેરે આય. ૧

ધોળ ૨.

("ચાલો તો શ્રીજી જયેરે શ્રીમુખ સુંદર જોવાને." એ રાગમાં.)

છઠ્ઠીધર યમુનાજી કુંજનામરે, મ્હારૂં મન લાગ્યું એ ધામરે; મજુસઘર કહાયે અભિરામરે, સાહેલી આનંદ ઉર ન માયરે. ૧ મણિકોઠા તે મણિમય રૂપરે; કુમારિકાની કુંજ અનૂપરે; જેને જોઈ મોહ્યા વ્રજભુપરે. સાહેલી આનંદ. ૨ મંદિર અક્ષરબ્રહ્મ કરી જાણોરે, જ્યાં બિરાજે ગોવર્ધન રાણોરે; ચંદ્રાવલીજીની કુંજ મન આણોરે. સાહેલી આનંદ. ૩ શય્યા મંદિર પ્યારીજીની કુંજરે સ્વામિનીજી રસ પુંજરે, વહાલા રમણ કરે બેઉ મંગરે, સાહેલી. ૪.

સાખી–દર્શન આપ્યાં શ્રીનાથજી, ને પુરી મનની આશ;
લોચન મન શીતલ થયાં મુખચંદ્ર જોઇને પ્રકાશ ૨

ઘોળ ૩.

( "વ્હાલા વરણાગિયારે" એ રાગમાં. )

વ્હાલા રહો વેગળારે. મન મોહ્યું સુંદરશ્યામરે; છોડી જાઉં નહિ ધામરે; ચિત ચોર્યું મ્હારૂં અભિરામરે; સામળીયા વ્હાલા વરણાગિયારે. ૧ નેત્રકમળ ને ભ્રુકુટી કમાનરે, મોરમુકુટ ને કુંડળ કાનરે; સુથન કાછનીની શોભા વારૂં પ્રાણરે. સા૦ ૨ શ્યામ ચોટી શોભે લહરાલીરે, બે અલક છુટી ઘુંઘરાલીરે; સખી શ્રીમુખની બલિહારીરે. સા. ૩ લાલ શોભે પીતાંબર પટકેરે, નિત નૂતન કરે વાલો લટકોરે; મારું મન એ ચરનમાં અટકેરે. સા૦ ૪ નિત નૌતમ ધરે શણગારરે, સહુ રત્નોના હાર મોતી માળરે; નિરખી લોચન થયાં નિહાલરે. સા૦ ૫.

સાખી-કમલનયન પ્યારા પ્રભુ, ને મારા જીવન પ્રાન;
ચરનકમલ પરસું સદા, વસું સદા એ ધામ.

ઘોળ ૪.

( "જાવા દો મને શાને રોકો છો વાટમાં" આ રાગમાં. )

સૈયર મન મોહ્યું શ્રીનાથજી છબીલા, હાંહાંરે એના લોચન કુટિલ અરવિલાં. સૈ૦ ૧ જગમોહન જમુના-

જીની કુંજ, હાંહાંરે વ્રજભક્ત ઉભા તે અલિ પુંજ. સૈં૦ ૨ રત્નચોક તે રત્નમય જડયા, હાંહાંરે વ્રજભક્ત શ્રીમુખ જોઇ અડયા. સૈં૦ ૩ લલિતાજીની કુંજ સદન ધામ, હાંહાંરે કીર્તનીયા ગલી તેનું નામ. સૈં૦ ૪ તાલ મૃદંગ સારગી બીન વાજે, હાંહાંરે કોકિલા કંઠ મધુર સુર સાજે. સૈં૦ ૫ રાગ રાગિની સત્ય સુર તીન ગ્રામ હાંહાંરે સ્વરૂપ સહિત ઉભા તે ધામ. સૈં૦ ૬ સમેસમેના ગુણચરિત્ર ગાતાં, હાંહાંરે પ્રાણનાથનાં તે દર્શન થાતાં. સૈં૦ ૭ વજ્રઘરની છાત છે ન્યારી હાંહાંરે હેઠળ ગોપી ગ્વાલની તિબારી. સૈં૦ ૮ જન્મ ઉત્સવને થાય આનંદ, હાંહાંરે જમે નંદસુવન સંહુ સંગ. સૈં૦ ૯ રંગીલી ગલી આનંદ સહુ સોહી, હાંહાંરે અન્નકુટની રસોઇ તહાં જોઈ. સૈં૦ ૧૦ ગેહેના ઘર માનિકચોક સાજે, હાંહાંરે પંખાગલી બીન ત્યહાં વાજે. સૈં૦ ૧૧ કૃષ્ણ-કમળ શ્રીમુખ પર વારી હાંહાંરે ચિત્ત ચોર્યું મારૂં ગિરિધારી. સૈં૦ ૧૨

સાખી—નંદાલય નિજધામના, ને કરિયે દર્શન ચાલ;
બાલવિનોદ સોહામણા, ને નવનીતપ્રિય લાલ,

ધોળ ૫.

("માને તમારૂં તે તો ઘેલડી" એ રાગમાં.)

મારો લાડીલો લલન બલિહારી, છબીલા લાલ મુખ છબિ લાગી મુને પ્યારી. ૧ ઘુંઘરાયલા કેસ ગુંચળી સીસ ઉપર શોભે, અલકાવલી તિલક મન મોહે. છ. ૨ શ્રવણમાંહે ઝુમખી તે તારા જોત ઝળકે નાસિકા વેસર મોતી લરકે. છ૦ ૩ અરૂન કમલ નેત્રમાંહે અંજન તે ફેલ્યાં, રૂદન કરી વેહેવરાવ્યા છે રેલા. છ૦ ૪ નવનીત આરોગ્યા કાંઈ મુખકપોલ લેસી, આ છબી તો મન-માંહે પેસી. છ૦ ૫ દુલરી કંઠ હાંસ કઠુલા લલકે શોભા ભરી. કટિ કિંકિની તે ઘુઘરાવાલી. છ૦ ૬ બાજુ પહોંછી કડા વળી ફુમતાંને ફરકે, શ્રીનંદ જશો-દાજી જોઈ હરખે. છ૦ ૭ રત્નખચિત ચૌક માંહે ઘુટનિયાં ખેલે, ઝુંઝનાચૂસની રમેં મુખ ખેલે. છ૦ ૮ મદનમોહનજી ને બાલકૃષ્ણલાલ, નવનીતપ્રિયાજી રમેં ખ્યાલ. છ૦ ૯ ચરનકમલ માંહે ઝાંઝર નૂપુર ઝનકાર, શ્રીજસોદાજી નિરખે વારવાર. છ૦ ૧૦ દુધની દંતુડી ખેજ મુખમાંહે તે લસે, ફીલકી ને તે વાલા હસે છ૦ ૧૧ બિંજન પ્રકાર ભોગ લગાવી મુખે માંડે, હસ્તકમલ વચે

વચે ભોળે. છ૦ ૧૨ આઠ દર્શન આઠ ભોગ આવે સુખે, સામર્થ્ય શું વરણી શકું મુખે? છ૦ ૧૩ એક સ્વરૂપે યશોદાજીને પાસ, એક સ્વરૂપ થકી રમે રાસ. છ૦ ૧૪ જગમોહન સિંહપોર મન મોહે, કૃષ્ણ ભંડાર પરછનો ત્યહાં સોહે. છ૦ ૧૫ કૃષ્ણકમલ બાલલીલા સહુ નિરખે જન્મ સફલ કરિ હરખે. છ૦ ૧૬.

સાખી:—

ભાવ સહિત સેવા સહુ ને ક્યાં લગી કહું સ્વરૂપ;
નંદાલયની કુંજની નેં દ્વિવિધી તણાં રસરૂપ.

સાખી:—

સાત ધ્વજા સાત રંગની, સહુનાં જુદાં રૂપ;
શું સામર્થ્ય ગુણ વરણીએ? એ ભાવ છે અધિકઅનૂપ.

ધોળ ૬.

(સતભામાજીના પહેલાં કલવાનો રાગ.)

અરે કલશ કહીએ શિખર ગિરિરાજ, અરે દર્શન કરતાં સર્યાં સહુ કાજ; અરે છપરા કહિયે ગોવર્ધન રૂપ, અરે હાંરે ત્યાં બિરાજે ગોકુલના ભૂપ૦ ૧ અરે મેઘ શ્યામ ધ્વજા તે પ્રાણનાથ, અરે પીળી પ્રાણપ્રિયાજીની

સાથ, અરે શ્યામ યમુનાજી મન મોહે, અરે હાંરે શ્વેત ધ્વજા ચંદ્રાવલી સોહે. ૨ અરે રાધા સહચરીજીની લીલા રાજ, અરે સોસની તે કહિયે ગિરિરાજ, અરે અનુરાગ ભરી વ્રજબાળા, અરે હાંરે જેણે વશ કીધા છે નંદલલા, ૩ અરે મુખકમલ શોભા રહી જોઈ, અરે નયનકમળ કટાક્ષ મન મોહી, અરે હૃદય કમલ જોઈ લાજ્યો ચંદ, અરે હાંરે હસ્તકમલ સાહીને આનંદ. ૪ અને નામ કમલ સુગંધ મકરંદ, અરે વ્રજભક્તને મનના ફંદ, અરે ખટ કમળ ઉપર જાઉ વારી, અરે ચરનકમલની બલિહારી. ૫ અરે હાંરે શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલનાથ, હાં શિર નામીને જોડું બેઉ હાથ, હાંરે રાધા શ્રીયમુનાજી શિસ નાંઉ. અરે હાંરે ગુણ ચરિત્ર અહનિશ ગાઉં. ૬ હાંરે દર્શન એવાં છોટીને નહી ટરીશું, હાંરે ચરનકમળ અહનિશ પડીશું, હાંરે ઘોળ ગાયે ને સંભળાયે, અરે હાંરે તેને લીલા અનુભવ થાય. ૭ હાંરે નિત નૌતમ ઉત્સવ થાય, હાંરે આનંદ હર્ષ નવ માય, હાંરે કૃષ્ણ કમલ કે પુરી મ્હારી આશા, અરે હાંરે સખી ચરનકમલની પાસ. ૮

સાખી:—

સેવાવિધ સુમરન કરૂં ને નિત વ્રત કરવું ગાન;
વસે સદા મન સાંવરો, ને રસના અમૃત પાન

શ્રીજમોદાબેટીજીકૃત ધોળ.

("શરદ પુનમની રાત જાણીને વ્હાલે રમવા કીધું મનરે"—એરાગ)

ગિરિકંદરામાંથી પ્રગટ થયા પ્રભુ, આપ ગોવર્ધન નાથરે; નંદજશોમતિ કેરા લાલન; વ્રજ સૌ કીધું સનાથ." ગોવર્ધન રસિયારે; મારે મન વસિયા, વ્રજનાથ મધુરૂં હસિયારે. ટેક. શ્રાવણ સુદ પાંચમને દહાડે. થયું શુભ દર્શનરે; ગિરિકંદરામાં બિરાજે વાહલા, શું કહુ પ્રસન્ન વદન? ગો० ૧ ઘણાં દિવસ ભુજાનું પુજન, આરૂયું તે વ્રજમાંયરે; દુધ લઇને સ્નાન કરાવે, મહિમા કહયો ન જાય. ગો० ૨ છિદ્ર સહિત શિલા ગિરિવરની, તેમાં શ્યામ સ્વરૂપરે; એક ગાય ત્યાં નિત્ય જાય છે, દુધ સ્રવે તદરૂપ. ગો. ૩ એક બ્રાહ્મણની ગાય હતી તેણે, પુછી ગોવાળીયાને પેરરે; દુધ ઘટે તે નિત્ય કેમ મારૂં? દોહી લઇ જાય તું ઘેર. ગો० ૪ ત્યારે

ગોવાળીયાએ એમ કહ્યુ, ખબર કાઢું નિરધારરે; કોણ પ્રકાર થાય છે આ ગોમાં કહુ સમજાવી સાર. ગો૦ ૫ સાંજ સવાર ગૌ ટોળામાંથી, ગિરિવર ઉપર જાયરે; ઉભા રહીને દુધ સ્રવે નિત્ય, પ્રાણ જીવનને પાય. ગો૦ ૬ ગૌ પ્રકાર જોઈ ગોવાળિયો, બ્રાહ્મણને લાગ્યો સંગેરે; અચરજ જોઇ વિસ્મય થયું મન, કહાવ્યું સૌને ઉમંગે ગો૦ ૭ સૌ વ્રજવાસી ગિરિવર આવ્યા, બોલ્યા મુખથી બોલરે; કોઈ દેવ ને કે દ્રવ્ય હોય એમ, કીધો મુખથી તોલ. ગો૦ ૮ ગિરિશિલા ઉચકીને જોયું તો દીઠા સુંદર શ્યામરે; પુછયું દેવને પર્વત કેરા, શું છે તમારૂ નામ? ગો૦ ૯ પ્રાણજીવન ત્યારે એમ બોલ્યો કે, દેવદમન મુજ નામરે; મહિમા ચાલ્યો વ્રજમાં ઝાઝો પુર્ણ કરે મન કામ. ગો૦ ૧૦ દહીં દૂધ વ્રજવાસી કેરાં આરોગે નંદબાલરે; ઝાડખંડમાં જઈ મહાપ્રભુજીને; આજ્ઞા કરી તત્કાલ. ગો૦ ૧૧ ઇંદ્ર-નાગ-ને દેવદમન તે, પ્રગટ થયા વ્રજ માંહેરે; ગિરિવર ઉપર આપ પધારો, સેવા ચલાવોની ત્યાંહ, ગો. ૧૨ મહાપ્રભુજી વ્રજમાં પધાર્યા સદુ પાંડેને ઘેરરે; વચન સુણ્યાં ગિરિવર

પ્રભુનાં. વાત પુછી કરી પેર, ગો૦ ૧૩ સહુ પાંડે શ્રીમહાપ્રભુજીને કહે છે, પ્રાકટયનો પ્રકારરે; દેવદમન નામે પ્રકટ્યા છે, મહિમા અપરંપાર. ગો૦ ૧૪ ગિરિવર ઉપર આપ પધાર્યા, સામા મળ્યા નિજ નાથરે, અગો અંગ ભેટી સુખ ઉપજ્યું, જોડયા પછી હાથ; ગો૦ ૧૫ ગોવર્ધન ઉદ્ધરણ ધીરનું, નામ ધર્યું શ્રીનાથરે; મોર પીછનો મુગટ ધરાવ્યો, બંસી દીધી હાથ ગો૦ ૧૬ પાટ બેસાડી ને ભોગ ધરાવ્યો, ત્યાંથી પધાર્યા આપરે; નિજજન મન આનદ વધાર્યો, દુર કીધાં તન તાપ. ગો. ૧૭

### શ્રીગોવર્ધનનાથજીનો ખ્યાલ.

( "હમકું છાંડ ચલેરી બેની માધો" એ રાગ. )

શ્રીગોવર્ધન ઉદ્ધરણ ધીરને મન મેરો મોહ લિયો છિનમેંરે. ટેક. શીશ પાગ શિર પેચ બિરાજે, લર લટ કત સોહે ભ્રકુટી પેરે; શીશ ફુલ શ્રવણનમેં કરનફુલ, તુરરા લુમ લટકે તિન પેરે. કલગી મોર ચંદ્રિકા સોહે, ચોટી બિથુર રહી ઉરપેરે; બાગો પટકા સોનેરી ફીતવી, સૂથન ચરન મનોહર પેરે. કંઠસરી ઓર હાંસ

બિરાજે, દુલરી તિલરી ચોસરી સંગમેરે; મોતીનમાળા હારસંગ રાજે, હમેલ પદક પાન તીનમેરે. બાંહે બાજુબંદ ફેંદના સોહે, શ્યામ દોનોહી ઉરસ્થલપેરે; પોંહોંચી કંગન કડા મુદ્રિકા, હસ્તફુલ ઝલકે કરમેરે. નૂપુર કિંકિણી શબ્દ સુનતહીં, વિન્હ્ગ ભઇ તબસોં અંગમેરે, અણુવટ બિછવા મનોહર બાજે, પાયલ જેહરકે છંદમેરે, ગુંજમાલ સુભગ બનમાલા, કમલ માલ કમલ કરમેરેં; વેણુ વેગ ધરિ ઠાડે નિકુંજન, કરન સંકેત ભેદ સુરમેંરે; ભુકુટી નેન કટાક્ષ જનાવત, દેત દરસ આનંદમેંરે; હસન દશન મન લેત ચુરાઇ, ચમકે ચિબુક વાહિ ક્ષણમેરે. દક્ષિણે હસ્ત કટિપર સ્થાપે, નિજભક્ત સ્થિર સ્થાપનકુ રે; વામ હસ્ત ઉંચે કર પ્યારે, રસબસ ભેદ જતાવનકુરે. ક્ષણ ક્ષણ દર્શન દેહો મેરે પ્યારે, યહ બિનતિ કરજોડ કરૂં રે; નિશદિન બચન સુધારસ પાકે, નિજજન ચરન કમલમેં રહુ રે.

શૃંગાર સમે ગાવાનું ધોળ.

વાંકે અંબોડે શ્રીનાથજી, વ્હાલો સુંદર શ્યામ સ્વરૂપ;
શ્રીવલ્લભે કુલ સેવા કરે એ શ્રીગોકુલનો ભૂપ. ૧ પાગ

બાંધે વ્હાલો જરકસી, ને સુંદિર વાગા સાર; પટકા છે પચરંગના, સજ્યા છે સોળે શૃંગાર. ૨ કેસરી તિલક સોહામણાં, નાસિકા વિશ્વાધાર; ચિબુકની અતિ કાન્તિ છે, કંઠે મોતીના હાર. ૩ હડપચીએ હીરલો ઝગમગે, એમના તેજ તણો નહિ પાર; અધર બિંબ એ રસિક છે; ઝળકે તે જોત પ્રકાશ. ૪ બાંહે બાજુબંદ બેરખા હરિના ખીટલીઆળા કેશ, નિરખ્યા ને વળી નિરખશું એનો પાર ન પામે શેષ. ૫ ડાબી બાજુએ ગિરિવર ધર્યો, જમણે કટિ મધ્યભાગ; કૃપા કરો શ્રીનાથજી; મારાં હૈડાં ટાઢાં થાય. ૧ પાયે ઘુઘરી રણઝણે, મોજડીએ મોતીની હાર; કૃપા કરો શ્રીનાથજી બલિહારી માધવદાસ. ૭ માધવદાસ માગે સદા, મ્હારૂં માગ્યુ આપો મહારાજ, વળી વળી કરૂ વિનતિ, મને આપો શ્રી વ્રજમાં વાસ. ૮

### ધોળ ૧૦.

ઉભા રહો તો કહુ એક વાતડી. શ્રીનાથજી;
તમ માટે ગાળી છે મેં તો જાતડી. શ્રીનાથજી. ૧
દહાડે મળ્યા હતા વૃંદાવનમાં. શ્રીનાથજી;

તે દહાડાની તાલાવેલી તનમાં. શ્રીનાથજી. ૨
શ્રીનાથજી જોયાના મને કોડરે શ્રીનાથજી;
પૂરી મારા મન કેરી હોડરે. શ્રીનાથજી. ૩
હસો છો મધુર વાંકુ જોઇને. શ્રીનાથજી;
નયનના કટાક્ષે મ્હારાં મન મોહીને. શ્રીનાથજી. ૪
ક્ષણક્ષણ ભણકારા વાગે કાનમાં. શ્રીનાથજી;
ઘરમાં જાઉં ને ગાઉં તાનમાં. શ્રીનાથજી. ૫
ચિત્ત-ચોટતું નથી ઘર કામમાં. શ્રીનાથજી;
ઘેલી ઘેલી કહે છે ગોકુળ ગામમાં. શ્રીનાથજી. ૬
કહેનારાં કહે છે પણ માથે છો ધણી. શ્રીનાથજી;
વલ્લભના સ્વામી હું દાસી તમતણી. શ્રીનાથજી. ૭
પ્રીતડી કરીએ તો હવે પાળીએ. શ્રીનાથજી;
શરણે આવે તેને તારીએ. શ્રીનાથજી. ૮
પુરો મારા મન કેરી આશરે. શ્રીનાથજી;
શરણે આવ્યો છું તમ દાસરે. શ્રીનાથજી. ૯
ભવોભવ પાર ઉતારીએ. શ્રીનાથજી;
બલિહારી જાય માધવદાસરે. શ્રીનાથજી. ૧૦

માનો છે ચંદ્રાવળી નારી. ૧૩ ચરણચોક ગૌલોક કહેવાયજી, ત્યહાં તો દૈવી હોય તે જાય. ૧૪ પીછવાઇ ચંદ્રાવળી જાણોજી. ચંદરવો શ્રીયમુના મન આણો ૧૫ ગાદી સુંદર મન ભાવકજી, પીઠ તકીયા મહાસુખ દાયક ૧૬ આસપાસ બે તકીયા રાજેજી, મહાસુખ એકાંતે બિરાજે. ૧૭ એ છે શાસ્ત્રતણાં સુખ ધામજી, પદે ચંદ્રાવળીજીનું નામ, ૧૮ બે જોરીસ્વામિનીજીના તનજી, શ્રમજળ શ્રીમહારાણીજીનાં મનજી. ૧૯ બે બીડાં શ્રીમહાપ્રભુ દક્ષિણ વામ, મુખવસ્ત્ર મોહન શ્યામ. ૨૦ જુગલ ચરણે શેષજી પધાર્યાજી, ગિરિરાજ હરિ દાસ કહેવાય. ૨૧ એક કલશ શ્રીગુસાંઇજીનું રૂપજી ઉરે સાત ધ્વજા અનૂપ. ૨૨ સજ્યા ભોગ મહાસુખ કંદજી, શોભા નયને નિરખી મુખ ચંદ્ર. ૨૩ એવો માર્ગ થયો નહિ થાયજી; શ્રીમહાપ્રભુજી કૃપાથકી પુષ્ટિ કહેવાય, ૨૪ છદીનુ ત્યાહાં તત્કાળજી, ગુણ ગાયે શ્રીવલ્લભ લાલ ૨૫

રાગ ગજલ ધોળ

-મેરે શ્રીનાથજી પ્યારે દ્રગનનેં હોજુ મત ન્યારે ટેક. દયા કરી દરસ મોય દીજે કૃપા કરી આપકો કીજે. ગલે

જામા દદામીકા કમર પટ્ટા બેંદામીકા. ૧ સુરંગી પાગ સિર સોહે લસત બનમાલ મન મોહે; લગી કોઇ કાનપે દૂતી, તજી મોય સેજમેં સૂતી. ૨ મેરા દીલ લે ગયા આંટ્ટી લગી તનમેં તલાવેલી; મત ભૂલ દેખી તન ગોરા જગતમેં જીવના થોરા. ૩ કઠિન હે મોહકી જ્વાળા વહે જાતા હે સંસાર, સદા વ્રજાધીસજી ગાવે, છબીપર વારને જાવે. ૪

ધોળ ૧૪.

શ્રીવલ્લભ ઘેર પ્રગટીયા શ્રીગોકુલનારે નાથ. એવા પ્રભુજીને નવ ઓળખ્યા પછે ઘસસો બેઉ હાથ. પ્રાણી પ્રાક્રમ તેં શું કર્યું ? ૧ પામ્યો ઉત્તમ દેહ જુગમાં જીવણ શ્રીનાથજી, નેણે નીરખ્યા નહી તે કલિમાં કારણ શ્રીનાથજી. પ્રા ૨ પ્રાતઃ સમે ઉઠયો નહિ નવ ગાયા ગુણ ગોવિંદ, મંગળા આરતી ઉતારતાં ન જોયાં શ્રીમુખચંદ્ર પ્રા. ૩ શ્રીમુખની શોભા શી કહું ? મારે મુખ રસના છે એક. મનમથ દેખીને લાજીઓ પાતાળે પેઠા જઇ શેષ. ૪ કાને તે કુંડલ શોભિતાં શિરપર શોભે પાગ; ઉપર ચંદ્રિકા મોરની વેણીવાસુકી નાગ. પ્રાણી ૫

નેણાં તમારાં શ્રીનાથજી જોઈ જોઇ શું કરૂં વખાણ? જોતાં સુધ બુધ ભુલી ગયો, હૈયામાં ઉપજ્યું છે હેત. પ્રા. ૬ નાકે તે નકવેસર શોભિતાં, લલાટે તિલક રસાલ; તે પર સોહે અલકાવલી, લટકણ લટકે છે ભાલ. પ્રા. ૭ અધરની ઉપમા હું શી કહું? ચિબુક ઝલકે છે કાન; કંઠે સોહે હાંસડી ઉરગજ મોતીના હાર. પ્રાણી ૮ મોહન મોરલી વગાડતાં, કંઠે વૈજયંતી માલ. પ્રાણી. ૯ બાંહે બાજુ બંધ બેરખા ફરકે ફુમતાં ચાર. હાથમાં હેમની કદલી પહોંચી છે હીરાજડાવ. પ્રા. ૧૦ કોમળ કરપર ઝગઝગે રત્ન જડિતના ચોક, તેપર અનુપમ મુદ્રિકા, દેખી મોહ્યા ત્રૈલોક. પ્રાણી. ૧૧ બીજી શોભા હું શી કહું? નખસિખ હીરાના હાર, રવિશશી કોટિક વારણે છબી ઉપર જાઉં બલિહાર. ૧૨ વામ ભુજાએ વિઠ્ઠલેશ લટકે ધરીયો ગિરિરાજ, ઇંદ્રતણો મદ મોડીઓ સાર્યાં વ્રજજનનાં કાજ. પ્રાણી. ૧૩ કેડે સોહે કટિમે ખલા ઘુઘરી ધમકે બેઉ પાસ કંચનવરણી છે કાછની ચંદ્ર પ્રકટયો આકાશ. પ્રાણી. ૧૪ જુગલ ચરણે પેર્યાં જોડલાં મોજડીયે મોતીની હાર. રમકઝમક, વાગેરે

ઘુઘરી અણવટ વીંછુવારસાલ. મા. ૧૫ એવા પ્રભુજીને નવ ઓળખ્યા નવ કીધી હૈયામાં હામ; ભૂતલ મધ્યે અવતર્યો કરવા માતને ભાર. પ્રાણી. ૧૬ વ્રજની રજમાં લોટયોનહીં ન કીધાં શ્રીજમુના પાન, મોહન મોરલી વગાડતાં નવ કીધાં સન્મુખ કાન ૧૭ કાલિંદીને કાંઠડે સુંદર જમુનાને તીર, શ્રીગિરિધર ગાયો ચરાવતા ન જોયાં હળધરવીર. પ્રાણી. ૧૮ સંકેત વનની શોભા ઘણી, ત્યાં પ્રભુ ખેલે છે રાસ; એ સુખ અબળાને આપીએ બલિહારી માધવદાસ. પ્રાણી. ૧૯

ધોળ ૧૫.

ધન્ય ધન્ય રાણા રાયસંગ હો લાલ; હાંરે ધન્ય ધન્યરે મેવાડો દેશ. કૃપા કરીને શ્રીનાથજી પધારીયા હો લાલ. ૧ વ્રજમાંથી વહાલોજી પધારીયા હો લાલ; હાંરે આવી વસીયારે મેવાડે દેશ. કૃપા કરીને. ૨ તળાવે તે તંબુ તાણીયા હો લાલ, હાંરે આવી ઉતર્યારે મારા વ્રજનો સાથ. કૃપા કરીને. ૩ ડુંગર કોરીને વહાલે મંદિર કર્યાં હો લાલ તહાં બિરાજ્યારે શ્રીગોવર્દ્ધનનાથ. કૃપા કરીને. ૪ શ્રીનાથજીને શ્રીદ્વારકાનાથજીનાં જોડલાં

હો લાલ, હાંરે શ્રીનવનીત પ્રિયાજીરે શ્રીવિઠ્ઠલનાથજીની જોડ. ૫ શ્રીગોકુલનાથને શ્રીમથુરાનાથનાં જોડવાં હો લાલ, હાંરે શ્રીગોકુળચંદ્રમાજીરે શ્રીમદનમોહનની જોડ. ૬ તહાં મધરાતે ગોવર્દ્ધન ભયો હો લાલ, તહાં તળેટીરે ગોપાળપુર ગામ કૃપા કરીને ૭ જનણાં તે ગોવિંદ કુંડ ભયો હો લાલ, હાંરે ત્યહાં બનાસરે મહા રાણીજીના નીર કૃપા કરીને. ૮ આસોટીયુ વૃંદાવન ભયુ હો લાલ હાંરે તહાં કાંકરોલીરે બસીઅટનો ચોક. કૃપા કરીને ૯ કમળ ચોકમાં ઝુલે મમર હાથીયા હો લાલ હાંરે તહાં ટોડલેરે રૂડા ટૌકે છે મોર કૃપા કરીને ૧૦ થાળ ભર્યો સગ મોતીએ હો લાલ; હારે વધાવેરે શ્રીવલ્લભ પરિવાર. કૃપા કરીને. ૧૧ સાકર કેના કરા પડયા હો લાલ હાંરે ત્યારે દુધડેરે રૂડા વરસ્યા છે મેહ. કૃપા કરીને. ૧૨ અજમ કુવરીની વિનતિ હો લાલ તમે સુણજોરે શ્રીગિરિધરજી મહારાજ. કૃપા કરીને ૧૩ સઘળા વૈષ્ણવની વિનતિ હો લાલ, અમોને આપોરે માં વાસ. કૃપા કરીને. ૧૪

ધોળ ૧૬.

ગંગાબાઇએ તે ઝઘડો માંડયો શ્રીગિરિધરજીનાં લખ્યાં રે પ્રમાણ, વારી જાઉં શ્રીનાથને ૧ બાદશાહે તે પરવાનો મોકલ્યો, તમે છોડો શ્રીગોકુલ ગામ, ૨ વ્રજવાસીએ મનમાં વિચારીયું આપણે સામા બાંધો હથિયાર. ૩ નવખંડ ભૂમિ આપણી ચોદીશ ચોબાજીનુ રાજ ૪ બાંબાજીએ શ્રીગુસાંઇજીને એમ કહ્યું અજબબાઇને આપ્યાં છે વરદાન ૫ બાદશાહનું તે અહી શું ઉપજે? મારી ઇચ્છાએ છોડું શ્રીગોકુળ ગામ. ૬ શિવ વિરંચી રટણ કરે, સુરનર સરખા પાર પામે નહીં; અજબબાઇને થયો છુ આધીન ૭ વ્રજથકી તે વહાલોજી પધારીયા, આવી ઉતર્યા મેવાડ દેશ. ૮ ગામના રાજાને આવીરે વધામણી, આપણા શ્રીનાથજી પધાર્યા નજીક. ૯ રાણા રાયસંગે મનમાં વિચારીયું, આપણે શી શી કરીશું ભેટ? ૧૦ વહાલે તળાવે તણુ તાણીયા; મહી ઉતર્યો શ્રીગુસાંઇજીનો સાથ. ૧૧ વહાલે ડુંગર કોરીને મંદિર કર્યાં, મહિ પધરાવ્યા શ્રીગોવર્દ્ધન નાથ. ૧૨ વહુ બેટી તે હીંડે મલપતાં

હીંડે ઝાંઝરને ઝમકાર. ૧૩ બનાસ તે જમના જલ ભર્યાં, વડલો બસી બટ: ૧૪ અજબાઇએ તે વિનતિ કરી જે કોઈ ગાયે શીખે ને સાંભળે તેનો લીલામાં થાજો વાસ. ૧૫

પદ ૧૭.

ઓરા આવેને શ્રીનાથજી, સોહામણારે, તારી ચટકતી ચાલનાં, લઉં ભામણાંરે. ૧ વારણ વનમાં ગયા તે એને જોઇનેરે, જેમ લાજથી ધની તે ધન ખોઇનેરે. ૨ નખચદ્ર ચક્ર ચદ્રિકા વિકાસથીરે; ક્ષીણ ભાવ પામ્યો શશી ઉપહાસથીરે. ૩ હસ્ત ચરણકોમળ માને દેખી દ્રુમ તણાંરે, પત્રવ નમ્ર વદન થયા લાજને વણાંરે, ૪ જેહર પાયલ ને વિછિયા પાનનીરે. શોભા કહેતાં ન બને તે નિરુપમાનનીરે. ૫ શોભા બની તનિયાની વણી સ્વેતનીરે, દેખી ધજા લજ્જામજ્જિત મીન કેતનીરે ૬ સુથન કાછનીની છબી છાઇ ચિત્તમાંરે માન મેલી વણી દીન થઈ નિત્તમારે ૭ ક્ષુદ્ર ઘંટિકા નૂપુરની સાંભળી ધુનીરે, મેલી સમાધિ વિકલ થયા મહામુનિરે. ૮ કટિ જોઇને લજાયા મોટા કેમરીરે,

નાભિજોઈ વાપી જરતાને અંગીકરી૯ ઉદર-ત્રિવલીની સુપમાની ઉપમાની ઉપમા નવ મલેરે, વિપુલ વક્ષ સ્થલ મેલીને રમા નવ ટળેરે. ૧૦ બાજુ પોંચી કડાં સાંકળાં હાથ સાંકળાંને, હીરા મુદ્રિકા તે કળાનિધિની કળારે; ૬૧ કંબુ કંઠ કંઠાભરણ હાંસ ત્રવલનીરે, શોભા કહેતાં બુદ્ધિ થઈ કવિ પ્રબલનીરે. ૧૨ કૌસ્તુભ પદકની પંક્તિ ને રત્નની બદીરે. મન મગ્ન થયું એ તો શોભાની નદીરે. ૧૩ રત્નનિકર રચિત ભૂષણ તેજ શું કહું રે, મિહર શીતરશ્મિ કાંતિ તુલ્ય નવ લહુરે. શામલ અંગ મોતી ગુંજા કુસુમ માલિકારે, દેખી મેઘ ઈંદ્રધનુ બક થયા ફીકારે. ૧૫ દેખી પીતાંબર ચંચલા ચંચલ થઈએરે, ગયાં માનિનીનાં માન ધીરજ નવ રહીરે. ૧૬ શોભા સદન વિશદ વદન કુમુદ દેખતાંરે કુમુદ પોતાની સુંદરતા નહિ લેખતાંરે. ૧૭ નાસા અધર શોભા શક્તિ નથી ભાખવારે, જેમ કીર વદન બિંબ ફળ ચાખવારે, ૧૮ ચંચલ અરુણ સજલ નયન યુગલ નિરખતારે, ખંજન કમલ મીન રહ્યાં શ્વાસ વરખતારે, ૧૯ જીતી કામની કમાન કાન તેં ખરીરે

કુટિલ ભ્રુકુટીના ભંગ નેહથી કરીરે ૨૦ મકર કુંડલની ઝલક કપોળે ફ્લકમાં રે, મન અટકી રહ્યું ખીટલીયાળા અલકમાંરે. ૨૧ વેસર મુક્તામણિ લપન ઉપર એમ લમેરે, ચંદ્ર ચુંબવાને તારો આવી અહીં વસેરે. ૨૨ મંદ હસન દશન શોભા તો ઘણી બનીરે, ચિબુક વિમળ વજ્ર કાંતિ તેહમાં સંનીરે. ૨૩ લર શીશફુલ અલકાવલી વાંકનીરે. તિલક તણી શોભા ઘણી નગ ડાંકનીરે. ૨૪ મોર મુગટની લટક મનમાં વસીરે, શરદ ચંદ્રની શોભાને જોઈ તે હસીરે. ૨૫ ખર્વ ગર્વ થયો વેણી જોઈ નાગનોરે, તેથી વાસ કીધો અધે ભૂમિ ભાગનોરે. ૨૬ વેણુ ગંગથી સરાગ ચિત્તને કીધુંરે, વેત્ર ધરીને નેત્ર યુગ્મને તે સુખ દીધુંરે. ૨૭ તારાં વચન સુધા કર્ણ ચંપકમાં ભરીરે; ચિત્ત તૃપ્તિ નથી થાતુ પાનને કરીરે ૨૮ એવાં રાધા વચન સુણી હરિ આવીયારે, કુંજ કેલિ કરી ઘણા મન ભાવીયારે. ૨૯ હળીમળી કુંજપુંજથી સહન ગયારે, કરી હાસને વિલાસ બે મગન થયાંરે. ૩૦ રસ- રૂપ એવા શ્યામને શ્યામા બેઉરે, એઉનું ધ્યાન ધરે

## ધોળ ૧૮.

પ્રેમથી નિજજન સઉરે. ૩૧ દાસ માગે લીલાનંદ મને આપજોરે, એજ ધ્યાન હૃદે સ્થિર કરી થાપજોરે. ૩૨

આવો આવોરે સુહાગી વલ્લભીનો સાથ, સખી મેવાડે પધાર્યા શ્રીગોવર્દ્ધનનાથ. ૧ સખી મનક્રમ વચન તજો ગ્રહનાં કાજ, મેલો વેદ મર્યાદાને કુલની લાજ. ૨ છોડો માત પિતા પતિ સુત પરિવાર, આપણે નયને નિરખો શ્રીનંદકુમાર. ૩ વહાલો રૂપે છે રૂડલાને બીનલેવાન, ગંડસ્થલ મંડિત કુંડલ કાન. ૪ બીરાજે અલક તિલક જાણીએ કંચન રેખ, નાસા ગજમોતીને નટવર ભેખ. ૫ શિસ પાગ સોરંગી ઉપર ચંદ્રિકા મોર; વહાલો મનોહર મૂર્તિને ચિત્તડાંનો ચોર. ૬ વહાલો બંક અવલોકની ભ્રકુટી કમાન, એઉના નયન અણીવાળાં શા બાણ. ૭ વ્હાલો ચંચળ ચપળતા વારૂં ખંજન મીન, શોભા જોઇને મૃગ થયા આધીન. ૮ બિંબાધર છે અતિ અરૂણ પ્રવાલ. મુખ માધુરી મધુરી વાંસલડી રસાળ. ૯ ઝરે કુસમ ઝરે મંદ મુસકની હાંસ; ઝળકે દંડ દાડમ જેમ બીજ પ્રકાશ. ૧૦ કંઠે કંઠે સરી ગળે ગુંજાનો હાર,

બાજુબંધ પોંહોચીનો ઝુમકસાર. ૧૧ પાય પોહલ નૂપુરનો ઠમકાર. ચાલે ગજગતિ ચાલ ઘુઘરી ઘમકાર. ૧૨ કટિ કાછની કિંકણીનો ઝમકાર, પાય અણવટ વિછુવાને ઠમકાર. ૧૩ જરે સોળ કળાએ ઉદયો ચંદ, વ્રજ જુવતી સુંદરીને મન ઉમંગ. ૧૪ એઉની આરતી ઉતારે શ્રીવલ્લભરાય. શોભા જોઈ જન વલ્લભ બલિ જાય. ૧૫

ધોળ ૧૯.

સાચા સગા છો શ્રીનાથજી સોહાગી મારે, સાચા સગા છો શ્રીનાથજી. ૧ બીજું સગું તે સૌ મુખથી કહેવાનુ, દુઃખમાં નહિ આવે કોઈ સાથજી. ૨ અખિલ બ્રહ્માંડના ઇશ છે એ મહાપ્રભુ જગતની દોરી છે જેને હાથજી. ૩ એ પ્રભુને છોડી બીજે જ્યાં જાઓ ત્યાં છે ધુમાડાની બાથજી. ૪ ગોપાલલાલ, એમના ચરણમાં જવાને શરણ પડ્યો છું અનાથજી. ૫.

ધોળ ૨૦.

મેંયર ચિત્ત ચોટ્યું શ્રીનાથજીના ચરણે હાંરે ચાલો જઇએ શ્રીમહાપ્રભુજીનાં શરણે. ૧ હાંરે નખ

ચંદ્રિકા દેખીને લાગ્યો ચટકો, હાંરે હું તો મોહી જોઈ મુદ્રિકાનો લટકો. ૨ હાંરે પોડશ ચિન્હ ચરણ કમળ માંહે નિરખી હાંરે બની આવરી હૈયામાં ઘણું હરખી. ૩ હાંરે ભૂલી ભાન બાન હું તો ઘુઘરીના ઘમકે, હાંરે લાગ્યો નેહ એની નૂપુરના ઠમકે. ૪ હાંરે જેમાં ભક્તના સમાજ આવી વસીયા, હાંરે જેની સુગંધે થયા છે ભમર રસીયા ૫ હાંરે લાલાલહેરીની વિનતિ ઉર ધારી, હાંરે પ્રભુ ચરણમાં રાખો હું જાઉં વારી. ૬.

ધોળ ૨૧.

સૈયર ચિત્ત ચોર્યું શ્રીનાથજી ધુતારે, કાળજડું કોયું એ નંદના દુલારે. ૧ હાંરે મને મુરલી સુણાવી વશ કીધી. હાંરે મને ફંદમાં ફસાવી બાંધી લીધી. ૨ હાંરે એણે અણીઆળી આંખ મને મારી, હાંરે તેથી હૈયામાં ઘા પડયો છે કારી. ૩ હાંરે વશકરણી ને મીઠી એની વાણી, હાંરે હુતો સાંભળીને વણમૂલે વેચાણી. ૪ હાંરે એનું મનહર મુખ મોહકારી, હાંરે એણે મંદ મંદ હસી મુને મારી. ૫ હાંરે સખી એ વિના મેં નથી રહેવાતું, હાંરે દર્દ કાળજાનું કાંઈ નથી કહેવાતું. ૬

હાંરે લાલા લહેરીને તલાવેલી લાગી, હાંરે દરશન આપીને દાસને સોહાગી. ૭

ધોળ ૨૨.

સૈયર મન મોહ્યું શ્રીનાથજી લટકે, હાંરે એના લટકે મટકેને પીરે પટકે. ૧ હાંરે કીધું કામણ મોગલીના કટકે. હાંરે એનાં કુટિલ નેણ બાણ હૈયે અટકે. ૨ હાં ધમકતી શી ચાલે ચિત્ત ચટકે, હાંરે એનું રૂપ જોઈ કાળજુ છટકે ૩ હાંરે એની છેલ છબીલી છબી ખટકે, હાંરે એને જોયા વિના જીવ ઝટકે. ૪ હાંરે છુટી લટર આવી ભાલ પર લટકે, હાંરે જાણે અધરપાન કરે આવી ગટકે. ૫ હાંરે મોટા મુનિજન મોહ્યા છે જેને મટકે, હાંરે તેના વિરહ થતાં ફાટી મરૂં ફટકે. ૬ હાંરે એના ચરણકમલમાં મન ભટકે, હાંરે લાલા લહેરીને બોલાવી લેશો લટકે. ૭.

ધોળ ૨૩.

શ્રીનાથજીને નીરખી આ ચિતડું ચોટ્યું છે, હાંરે મારૂં મનડું મોહનને મળ્યું છે. ૧ હાંરે વહાલે વાંકી નજર વડે જેયું, હાંરે સખી ત્યારથી આ મન મારૂં મોહ્યું ૨ હાંરે એની અલબેલી આંખ અણીઆળી,

હાંરે રસેરંગભરેલી રેતનાળી, ૩ હાંરે એની ભ્રકુટીમાં ભુરકી ભરેલી, હાંરે તેથી વ્રજસુંદરીઓ વશ કરેલી, ૪ હાંરે એની મુરલીમાં મોહની ભરી છે, હાંરે માહેરી સુધ બુધ સોન સાહરી છે. ૫ હાંરે સખી નખસિખ એ કામણભર્યો છે, હાંરે મારા મનથી મેં વર એ વર્યો છે. ૬ હાંરે સખી છેલ છબીલો એ ધુતારો, હાંરે લાલા લહેરીને પ્રાણથી એ પ્યારો. હાંરે

## ધોળ ૨૪.

તમે જુઓ મારા બેનો શ્રીનાથજીને ઋમા. કુસુંબલ પાગ કેસરીયો વાગો, પટકાપર લાગી લુંમા લુંમા. ૧ લાલ લકુટી કરમાં વાંસળી બિરાજે, ગોપીયોનું મન ભ્રંમા ભ્રંમા. ૨ બાંહે બાજુબંધ બેરખા બિરાજે, મુદ્રિકા ઝટક દંમા દંમા...૩ ગોળ કપોળ મનોહર સુંદર, શ્રીરાધિકાનું મન રંમા રંમા. ૪ નયન વિશાળ ભ્રકુટિ લર લળકે, અલક ઝલક શંમા શંમા. ૫ પીચકારી લેઈ હોરી ખેલે, ફુલ છડીથી ધંમા ધંમા. ૬ વ્રજની તે ગોપીયો ગુલાલ લેઈને ચાલ ચાલે છે હંમા હંમા. ૭ પંચ શબ્દ વાજાં વાજતાં ત્યાં, ઝાલર ઘંટાની

ટંમા ટંમા. ટ સુરપુર વનિતા નીરખીને વારે છે, પુષ્પ નાખે છે નારદ બ્રહ્મા બ્રહ્મા; મેવાનો આશ્રી ભોગ ધરી છે, પ્રેમથી પ્રસાદ ત્યાં આપ્યાં. શ્રીવિઠ્ઠલ પ્રભુ લીલા દેખો અગમનિગમ. ટંમા ટંમા. ૧૧.

## ધોળ ૨૫.

શ્રીનાથજી તે છેલ બિરાજતાજી
સખી ચાલો તો જઈએ શ્રીજી શહેરમાંજો.
શ્રીગોવર્દ્ધનનાથજી બિરાજે લીલાલહેરમાંજો. શ્રીનાથજી. ૧
પહેલાં દર્શન તે મંગળાનાં હરખીયાંજો,
મ્હારા નાથનાં સ્વરૂપ નેણે નિરખીયાંજો. શ્રીનાથજી. ૨
બીજાં દર્શનમાં શૃંગાર વહાલે બહુ ધર્યાજો;
મ્હારા નાથને શ્રીલક્ષ્મીજી વર્યાં જો. શ્રીનાથજી. ૩
ત્રીજાં દર્શન તે ગ્વાલ બાલભોગનાં જો,
મુખે મુરલીને છડી લીધી છેલમાં જો. શ્રીનાથજી. ૪
ચોથાં દર્શન તે રૂડા રાજભોગનાં જો,
વિવિધ ભાતની સામગ્રી સંજોગમાં જો. શ્રીનાથજી. ૫
પાંચમાં દર્શન તે ઉત્થાપનનાં સાંભળ્યાં જો,
શંખ વાગ્યો ને વૈષ્ણવ થયા ઉતાવળા જો. શ્રીનાથજી. ૬

છઠ્ઠાં દર્શન તે ભોગ સંભોગનાં જો,
વિવિધ અમૃત મેવા ધર્યા ઉમંગમાં જો. શ્રીનાથજી. ૭
સાતમાં દર્શન તે આરતીનાં મને કર્યાં જો,
બીડી ભારીને વૈષ્ણવ બહુ મહ્યા જો. શ્રીનાથજી. ૮
આઠમાં દર્શન તે શયન કર્યાં શ્રીહરિ જો,
દર્શન કરીને વૈષ્ણવ આનંદ ભર્યા જો. શ્રીનાથજી. ૯
ચટુલાલ મટુલાલજી જોડ છે જો,
ગિરિધરલાલજી બિરાજે લીલા લહેરમાં જો. શ્રીનાથજી. ૧૦
વહુજી ભાભીજીને બેટીજી મહારાજ છે જો,
એમને આઠે દર્શનનો ઘણો ભાવ છે જો શ્રીનાથજી. ૧૧
જે કોઈ ગાય શિખેને સાંભળે જો,
તેનો ચરણ કમળમાં વાસ છે જો, શ્રીનાથજી. ૧૨
એમના દર્શ થકી સુખ થાય છે જો,
હરિદાસ શ્રીવલ્લભ ગુણ ગાય છે જો. શ્રીનાથજી. ૧૩

ધોળ ૨૬.

શ્રીગોવર્ધનધર તેરો ધ્યાન ધરત, લટ છુટ રહી
કાલી નાગનીયાં. (ટેક) મોર મુગટ મકરાકૃત કુંડલ

ઘુઘરી અણઅટ વીછુવા સાર, નહાના. ૪ પ્રભુજીના મુખપર મુરલી વાઇ વેણુ રસાળ, શબ્દે મોહીરે ગોપિઓ રોતાં મેલ્યાં છે બાળ; નહાના. ૫ કાલિંદીને કાંઠડે ઉભા વગાડો છો વેણ; જવાદોને કે જાદવા કે વ્રજમાં થાશે પોકાર, નહાના. ૬ આંગળી સાહીને હરિ તાણશો પ્રભુ મારૂ ધ્રુજે છે અંગ, સઘળી ગોપિકા આવશે તમને ઘેરશે મહારાજ, નહાના. ૭ કે બંસીવટના ચોકમાં ઉભા વજાડો છો વેણ; માધવદાસની વિનતિ આપો શ્રી વ્રજમાં વાસ નહાના. ૮

ધોળ ૩૨.

મ્હારે મંદિરે પધારો શ્રીનાથજી, હું તો જોઉંરે તમારી વાટ. ૧ હું તો શેરી વળાવી સજ કરૂં, હું તો ફુલડાં વેરાવું સારી વાટ, ૨ હું તો ચીરના ચંદરવા બંધાવતી, હું તો પથરાવું લીલા પીળાં પાલ. ૩ હું તો કંકુ કેસરના ગારા ચાલું, હું તો મોટી કસ્તુરી પડાવું ભાત હું તો ગોખે ગોખેરે દીવા કરૂં, હરખે બંધાવું હીંચોળા ખાટ. હું તો શણગાર સજીરે શોભિતા, ચરણ ચોળી ગરચોળાને ઘાટ હુંતો આડ કરૂં રે

કેસર તણી, હું તો ચોખલીઆ ચોડું લલાટ; શૃંગાર ધરાવું હરિને ભાવતા, હું તો દર્પણ દેખાડું મારા નાથ. ૪ હું તો સુંદર મંગાવું રે સુખડી; જીવણ જમવો તમારે કાજ, ૫ હું તો મીઠડા મેવા મંગાવતી આરોગો શ્રીવૈકુંઠનાથ. ૫ હું તો શીરો કરાવું સ્નેહ તણો, જીવણ આરોગો પ્રભુ હાથ. ૬ હું તો જમુનાજળ ઝારી ભરાવતી, આચમન કરો વૈકુંઠનાથ. ૭ બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરો શ્રીવૈકુંઠનાથ. ૮ હું તો સોનાનાં સોગટડાં મંગાવતી, રમત રમજો સારી રાત. ૯ હું તો સજ્યા પથરાવું સ્નેહતણી પોઢણ કરો શ્રીગોકુલનાથ. ૧૦ હું તો ફુલના પંખા ભરાવતી વીંજણ કરૂં રે સારી રીત. ૧૧ હું તો ફુલની જાળી ભરાવતી માંહે બિરાજો શ્રીગોકુલનાથ. ૧૨ હું તો થાળ ભરૂં સગમોતીએ; વધાવું શ્રીવલ્લભકુલ પરિવાર. ૧૩ હું તો કર જોડી કરૂં વિનંતિ, બલિહારી જાય માધવદાસ. ૧૪.

ધોળ ૩૩.

દયા કરી દર્શન આપશો શ્રીનાથજી દયા કરી દર્શન આપશો. ૧ શ્રીમહાપ્રભુજીની કાની થકી આ;

દેવી જીવનાં ત્રિવિધ દુઃખ કાપશે. ૨ વિષયની વાસનાને મનની અવિદ્યા, દેવીનાં દિલમાંથી ઉથાપશે ૩ નિકુંજનાયક મને નિજજન જાણી; દાસી થવાની છાપ છાપશે. ૪ દયાનિધિ છે દોષ નહિ જુએ દાસના, મનમાં અનન્ય ભક્તિ આપશે. ૫ લાડીલો લાલ વહાલો લાલા લહેરીને ચરણ સેવામાં થાપશે. ૬.

ધોળ ૩૪

શ્રીનાથજીના ચરણકમલે ચિત્ત રાખો, હાંહાંરે ભક્ત સુધારસ ચાખો. ૧ હાંહાંરે અહર્નિશ મુખે કૃષ્ણકૃષ્ણ ભાખો, હાંહાંરે એથી જન્મ સફળ થશે આખો. ૨ હાંહાંરે ઘર બાર ધન માલ ખજાના, હાંહાંરે તેમાં તારૂં નથી એ દિવાના. ૩ હાંહાંરે માત તાત સુત ભ્રાત ભગિની દારા, હાંહાંરે તેમાં કોઇ નહિ છોડાવે જમના મારા. ૪ હાંહાંરે સગાં સબંધી તે આ સુખનાં બેલી, હાંહાંરે આખર સમે ઉપર મુકશે ઠેલી. હાંહાંરે દયા કરી તને મનુષ્યદેહ દીધો, હાંહાંરે તોયે તે હરિનો આશરો ન કીધો. ૬ હાંહાંરે ચેતી લે ચેતાય તો એ સારૂં, હાંહાંરે હજુ વહી ગયું નથી આયુષ્ય

તારૂ. ૭ હાંહાંરે વાર વાર લાખ ચોરાશી રઝળશે; હાંહાંરે ફરી આવો જન્મ ક્યાં થકી મળશે? ૮ હાંહાંરે તારા હાથમાં આવ્યો છે પારસમણિ, હાંહાંરે તારે માથે બિરાજે શ્રીનાથજી ધણી. ૯ હાંહાંરે એઉની સેવા કરે સુખ થાશે, હાંહારે તારા પાપનો સતાપ દૂર જાશે. ૧૦ હાંહાંરે હરિના-દાસનો દાસ થઈ રહેજે; હાંહાંરે મુખે નામ નિરંતર લેજે ૧૧ હાંહાંરે લાલા લહેરીનાં વચન સુખકારી, હાંહાંરે સાચા માનીને સેવો ગિરિધારી ૧૨

## ઘોળ ૩૫.

શ્રીનાથજીના વિરહે મહાદુઃખ થાય છે<br>
હાંહાંરે મારો જીવ જવાને અકળાય છે. શ્રીનાથજી. ૧<br>
હાંહાંરે મને ઘરમાં ઘડી નથી ગમતુ,<br>
હાંહાંરે મારૂં મન વણુ રહે છે ભમતુ. શ્રીનાથજી. ૨<br>
હાંહારે, ઘડી, સાઠ, પહોર આઠ, રહુ ઉદાસી,<br>
હાંહાંરે સુંદર મુખડુ જોવાને અભિલાષી, શ્રીનાથજી. ૩<br>
હાંહાંરે કર જોડીને માગે છે લાલો લહેરી,<br>
હાંહાંરે જરા દૃષ્ટિ કરો ને કૃપા કરી. શ્રીનાથજી. ૪

ધોળ ૩૬.

શ્રીવ્રજમંડલના ચંદ શ્રીગોવર્ધનનાથજી, કમળનેન અણીયાળાં સોહે લાલજે, સમેસમેનાં દરશન આપે શ્રીનાથજી, પ્રેમભક્તિવશ કીધા વ્રજની બાલજે. શ્રી. વ્રજ. ૧ નિશા પાછલી ગાગર બોલે રાતની, આવે નાથુવાસથકી ગોવાળજે; મારા પ્રાણપ્રભુજીના સેવકને હેલો પડયો; અતિ આતુર થઈ આવે સો તત્કાળજે. ૨ મુખ્યાજી ભીતરીઆ સેવક સહુ મળી; કરતા સેવા જે જેના અધીકારજે, પ્રથમ શ્રીપ્રભુજીને જગાવ્યા પ્રેમશું, પછી જગાવ્યા પ્યારા શ્રીનંદ કુમારજે. ૩ ગોસ્વામી ટિકેત વહુ બેટી સહુ, આનંદે આવે મંદિર માંહેજે; શંખ ધુનિ ત્યાં ત્રણવાર કીધી સહી, ધુનિ સુણી શ્રી ગોવર્ધનધર જાગ્યા જે. ૪ શ્રીમુખ નિરખી હૃદયકમળ શીતળ થયાં, મંગળ ભોગ ધરાવ્યો, કંચન થાળજે; જળ જમુનાની ઝારી લેઇ પાસે ધરી, પ્રેમ સહિત આરોગ્યા પ્રાણજીવન જે. ૫ સજ્જ્યાની સેવા સીંગારી કરે, સેજ સમારતાં સમય એટલો થાયજે; આચમન કરાવી મુખવસ્ત્ર કરી બીડાં ધર્યાં, દર્શને ખોલ્યાં ને કીર્તન થાયજે. ૬.

ધોળ ૩૭

શ્રીનાથજીકો ધ્યાન મેરે નિસદિનારી માઈ;
સાંવરી સુરત માધુરી મૂરત, ચિત્ત લીયા હે ચુરાઇ. ૧
લાલ પાગ લટકે ભાલ, ચિબુક વેસર કંઠમાલ;
કરનફુલ મંદહાસ, લોચન સુખદાઇ. ૨
મોરપક્ષ સીસ ધરે, મોતિનકી માલ ગરે;
બાજુબંદ પહુંચી કર મુદ્રિકા સુહાઇ, ૩
કટિ ક્ષુદ્ર ઘંટિકા, જેહર વિછીયા સુદેશ;
અંગ અંગ શોભા, ઉર આનંદ ન સમાઈ. ૪
મુરલી અધર ધરે શ્યામ, ઠાડે વ્રજ જુવતીન માઝ;
સપ્ત સુરન તાન ગાન શ્રીગોવર્દ્ધનરાઈ. ૫
નિરખરૂપ અતિ અનૂપ, થાકે સુર નર વિમાન;
શ્રીવલ્લભપદકી દામોદર બલ જાઇ ૬

ધોળ ૩૮

એકવાર દરશન દીજીએ, શ્રીનાથજી જીવ અનાદિથી અવિદ્યાનો ભરેલો, દોષ દેખી નવ ખીજીએ, ૧ કૃપાનાથ કરુણાના સિંધુ, દીન જાણી દયામાં ભીજીએ. ૨ શ્રીગુરુએ તો મને તમને સોંપ્યો છે, શ્રીમહાપ્રભુજીની કાની થકી લીજીએ. ૩ પુષ્ટિમાર્ગમાં પડ્યો રે પતિત હું, બોલ્યા વચન પાળી લીજીએ. ૪ વલ્લભના

દાસનો દાસ હું કહાવું, વ્રજભક્તની દાસી મુને કીજીએ. ૫

ધોળ ૩૯

હાંરે વહાલો એહી હમારે શ્રીનાથજી, હાંરે ભવ-તારણહાર. એહી ૧ દેવ ન યાચું દુસરો મન કીયો હે વિચાર એહી. ૨ યોગ યાગ વ્રત કો કરેજી, હાંરે જપતપતીર્થ અપાર એહી. ૩ સોચ સબે છીયા વ્હે ગયો રે, મન માની લે મોરાર. એહી ૪ દો અક્ષર સૂરદાસ કહેરે, ભવસારમેં એ સાર. એહી ૫

ધોળ ૪૦

શ્રીનાથજીનું વદનકમળ જોયું, જેણે એકવાર શ્રીનાથજીનું. કોટિ કલ્પનું મેલું થયેલું મન, એક પલકમાં ધોયું. જોણે. ૧ મનુષ્યદેહ ધર્યો તેનો સફળ છે, જન્મમરણ દુઃખ ખોયું. જેણ ૨ મેવાડ દેશમાં બિરાજે મારો વહાલમો, શેષ શંકર ચિત્ત પ્રોયું. ૩ કમળચોક રત્નચોક જગમોહન જોયું, જ્યો એકબાકી મર્વે ખોયું. ૪ દયાના પ્રીતમજી શું પ્રીત નથી જેને, માત પિતા નામને વગોવ્યું. ૫.

ધોળ ૪૧.

શ્રીનાથજીના નામ સમાન કોઈ ન આવે. (૨) કોઇ જાયે ગંગા ને કોઈ જાય કાશી, કોટિ કોટિ તીરથ

મનાવે ૧ કોઈ કરાવે પૃથ્વી પરિક્રમા, કોટિ કોટિ કન્યાને પરણાવે. ૨ કોઇ દીયે હાથીને કોઇ દીયે ઘોડા, કોટિ કોટિ ગાયોને દેવરાવો. ૩ શ્રીવલ્લભના સ્વામી-પ્રભુ રસિકશિરોમણિ, ચરનકમલ ચિત્ત લાવે; ૪

શ્રીનવનીતપ્રિયજીનાં પોળ. ૧

સાખી— નંદાલય નિજ ધામનાં કરીએ દર્શન ચાલ;
બાલવિનોદ સોહાવનો શ્રી નવનીતપ્રિયલાલ.

વલણ–મુખ છબી લાગે મને પ્યારી શ્રીનવનીત લાલ. (૨) મારા લાડીલા લાલની બલિહારી. ૧ ઘુંઘરવાળા કેશ ધુસર સીસપર સોહે, અલકાવલી તિલક મન મોહે. ૨ અરૂણ કમળ નેત્રમાં અંજન ફેલ્યાં, રૂદન કરી બહાર્યા છે રેલ્યાં. ૩ પ્રમાણમાં તે જુમખી તારા જોત ઝળકે, નાસા બેસર મોતી લરકે. ૪ નવનીત આરોગો મુખ કપોલ જલેસી, યહ છબી મનડામાં પેસી ૫ હુલરી હાંસ કંઠલા કંઠ લરકે શોભા ભારી, કટિ કિંકણી ઘુઘરીઆળી. ૬ બાજુ કેડાં પહોંચી ફુમકાંજ ફરકે, નંદ જસોદાજી જોઈ હરખે. ૭ ચરણકમળમાં નૂપુર ઝણકારા, શ્રીનંદજસોદાજી નિરખે વારંવારા. ૮ શ્રીમદનમોહન શ્રીબાલકૃષ્ણલાલ, શ્રીનવનીતપ્રિયાજી

મે ખ્યાલ. ૯ રતન જટિત ચોકમાં ઘુટુરન લીલા ખેલે. બુજને સુસન મે મુખે મેલી દૂધની દંતુલી બીજ મુખમાંજ દીસે; કિલકી કિલકીને ઠહાકો હસે. ૧૧ બીજન પ્રકારે ભોગ આવે મુખ ,મોડે, શ્રીહસ્તકમળ વચ્ચે વચ્ચે બોલે. ૧૨ આચમન કરાવતાં ધાર પકડ વાને જાય, મુખવસ્ત્ર કરી જે સુખ થાય ૧૩ એક સ્વરૂપ શ્રીજસોદાજીની પાસે, એક સ્વરૂપે મે રાસ ૧૪ જગમોહન સિંઘપોળ મન મોહે,, કૃષ્ણ ભંડાર પરસના સોહે. ૧૫ આઠે દર્શનમાં ભોગ આવે છે સુખે, ગમાર્થ શું વર્ણવી શકું મુખે. ૧૬ કૃષ્ણકુમના બાલલીલા સહુ નિરખે; જન્મ સફલ કરી હરખે ૧૭

ધોળ ૨

શ્રીનવનીતપ્રિયાની ખુબી ન્યારી; એ સખી જુઓ શ્રી. ૧ શામળી સુન્દર એની મોહની મૂર્તિ, મનહર મુખ પર વારી. ૨ નિત્ય પ્રતિ દુધ દહીં નવનીત લેઈને, ભોગ ધરાવે વ્રજ નારી. ૩ તનક એવા કરે કોઈ નાઈ કણ જેવી, તેને મેરૂ સમાન લે છે ધારી. ૪ પ્રગટ બિરાજે પ્રભુ વલ્લભકુળમાં, ભાગ્ય સુજાનિનાં ભારી ૫ ગોપાલલાલ પ્રભુની છબી નિરખી, ચરણકમળ બલિહારી.

( અ. સૌ. ગોસ્વામીનિ શ્રીમહાલક્ષ્મી વહુજી કૃત )

# શ્રીયમુનાસ્તુતિઃ ।

કલિન્દનન્દિની વન્દે વન્દનીયગુણાન્વિતામ્ ।
શ્રીકૃષ્ણપ્રેયસી તુર્યાં પતિભક્તિવિવૃદ્ધયે ॥ ૧ ॥
માતા મે સૂર્યતનયા યતવર્ત્મનિવર્તિની ।
કૃષ્ણધ્યાનૈકસમ્પ્રાપ્તકૃષ્ણવર્ણા શુચિસ્મિતા ॥ ૨ ॥
પ્રાણનાથવરીવસ્યાવિષયૈકપ્રયોજના ।
સદા દયાર્દ્રહૃદયા કૃષ્ણદ્રુકુંજવાસિની ॥ ૩ ॥
પ્રિયમાનસભાવજ્ઞા ભવબન્ધવિનાશિની ।
ષડૈશ્વર્યવતી કૃષ્ણસમા કૃષ્ણપદપ્રદા ॥ ૪ ॥
નિર્ગુણા ગુણગમ્ભીરા પયઃપાનેન મુક્તિદા ।
શ્રીકૃષ્ણચરણામ્ભોજરજઃપૂતજલા શુભા ॥ ૫ ॥
કૃષ્ણપદ્ધત્યધિષ્ઠાત્રી દેવી દિવ્યવપુઃપ્રદા ।
સદા બ્રહ્મેશદેવેન્દ્રૈર્વન્દ્યમાનપદામ્બુજા ॥ ૬ ॥
કૃષ્ણાનુગામિની કૃષ્ણપાદપદ્મરતિપ્રદા ।
કૃષ્ણાનન્દમયી શ્રીમદ્વૃન્દાવનવિહારિણી ॥ ૭ ॥
કૃપાદકપાતમાત્રેણ કલિકાલુષ્યનાશિની ।
સદા તિષ્ઠતુ મે ચિત્તે સર્વપાપપ્રણાશિની ॥ ૮ ॥

# યમુનાજીના આરતી.

જય ભગવતિ યમુને મા જય ભગવતિ યમુને કર્મ કર
વિધમે નિખિલ જન્મ શંમુને જયઠ ॥ ટેક ॥ કનક ગિરિશિર
શિખરેજન્મ્યુ વિટપકૂલે વિગલિતજલ ભુવિ પૃષ્ઠે મિષ્ટે અપ
દૃષ્ટે । તવ નામા સગશામા દદતિ રૂપ ધામા મધુપુર ન
કામા ધાવત પદ યમુને જ૦ ॥ ૧ ॥ જમ્બુદ્વીપ વિલાશિનિ
કાશિનિ મરદન કંસ નિકંદન રાજીત કંદમ સુમે અંઆ તા
મૃદગે બંશી ધુનિકમુને જ૦ ॥ ૨ ॥ રવિતનુ કન્યે કું ઘન મન
અધન અખિલ દમુને લુંઠતિ વ્રજ ભુવિ મગને કુંડતિ અલવને
સરલલ સરલલ ઉલસતિ વૃંદાવને નૃત્યતિ તવ તટ, કુંજે
મુદિતમનો રમુને જ૦ ॥ ૩ ॥ ભક્ત ઉદ્ધારન તારનિ કલિ
કાલિ કલને કાલિંદિનિ ગતિ માલિનિ લાલિન કૃષ્ણ પદે ધુણ
નુપુર બાજીત રાજીત ભાનુ સુતે વિમલ કમલ સુર શોભામોહિ
ગોપિ ગુને જ૦ ॥ ૪ ॥ અમૃત સુધા કલાપિત તવ જલ રસ
રસને કલયતિ સદા જનાજે વિહરતિ વ્રજ નિજને વ્રજ ભુશણ
જગદુષણ મો જન ભક્ત જને અખિલ શિરોમણિ શ્રીપદ વ્રજ
ભુવને જ૦ ॥ ૫ ॥ તવ જલ રમણી કમલી શમણી તાપ જન
સઘન મધુવન રાજે ગાજે મધુકરને કોકિલ સુખ નાદે વાં
બ શિશુને કોમલ સુર લલિતાદિ ગોપી જન સુમને જ૦ ॥ ૬ ॥
યમુના આરતિ સ્વારથિ પાલિત ભક્ત જને સુનત સુનાવત
ગાવતિ આરતિ જન મન જે ગાવતિ આરતિ બારતિ શ્રીશમ
જનકે પૂરણ પૂરિ મનોરથ કરતી શ્રીયમુને । જયઠ ॥ ઇતિ
શ્રી ॥ સમાપ્ત ॥

---

श्रीहरिः

## પરિશિષ્ટ અ.

### ડા. નારાણજી દયાલની દરખાસ્તથી અને ડા. હરીદાસ દ્વારકાજીના ટેકાથી સર્વાનુમતે ઉભા રહી સભાએ પસાર કરેલો ઠરાવ.

'શ્રીમદ્વૈષ્ણવ પરિષદ્નાશ્રયે ગોસ્વામી શ્રી૬ ચિ. શ્રી કૃષ્ણજીવનજી બાવાસાહેબની અધ્યક્ષતામાં શ્રી મોટી હવેલીના બગીચામાં ૧૧-૧-૩૩ ને દિને મળેલી વૈષ્ણવોની જાહેર સભા ભગવચ્છાસ્ત્ર નિષ્ણાત્ પરમભગવદીય ભૂધરાત્મજ અવલરામજીના મોરબી પાસે કોયલીગામમાં ૧૯૮૯ ના માર્ગશીર્ષ કૃષ્ણ ૪ ને દિને થએલા દેહત્યાગ માટે અતિ દુઃખ સાથે શોક પ્રદર્શિત કરે છે.

મરહુમે બજાવેલી અનુપમ સેવાઓમાં ૧૯૮૧ ની સાલથી હાલાઈભાટીઆની જુનીમહાજનવાડીમા અને શ્રીગોકુલાધીશજીમા સટીક સર્વોત્તમજીની ટીકા ઉપરાંત આ સ્થળે સતતત્રણ વર્ષસુધી કાંઇપણ ખાંચો નાખ્યા વગરના પ્રવચનમા ષોડશ ગ્રંથોની સરવે ટીકાઓ સાથેનું, ચારે ગીતોનું, સુબોધિનીજીનું, અણુભાષ્યનુ, અને શૃંગારરસ મન્ડન વગેરેના સવિસ્તર કિર્તનો સાથેના પ્રવચનની સેવા નહિ ભુલી શકાય એવી છે.

મરહુમ માટે યોગ્ય સ્મારક ઉભું કરવા મરહુમના મિત્રો વખાણનારાઓ શ્રોતાઓ, એવં સર્વે વૈષ્ણવોને ભલામણપુર્વક આગ્રહ કરે છે.

વધુ ઠરાવ કરે છે કે મરહુમના કુટુંબને યોગ્ય દિલાસા-પત્ર અધ્યક્ષશ્રીની સહીથી મોકલી આપવો.

ઠરાવ પહેલાં અધ્યક્ષશ્રી, શ્રીકસદાસ ચકુભાઇ, અને ગિરિધરદાસ ખાંગડ યોગ્ય શબ્દોમાં શ્રદ્ધાંજલી અર્પણ કરી હતી.

